શ્રી

# અરજુન ગીતા

## ધરમ ગીતા, સ્વર્ગની નીસરણી, નરસઈ મહેતાની હુંડી



શ્રી હરિહર પુસ્તકાલય, ટાવર રોડ—સુરત

# અરજુન ગીતા

## ધરમ ગીતા, સ્વર્ગની નીસરણી,

## નરસંઇ મેતાની હુંડીઓ.



છપાવી પ્રસિદ્ધ કર્તા:-શ્રી હરિહર પુસ્તકાલય
: : : : : : : ટાવરરોડ, સુરત : : : : : :

છાપનાર: ગોવિન્દજી ડાહ્યાભાઇ નાયક, શ્રી અનાવિલ બંધુ
પ્રિન્ટીંગ પ્રેસ. બરાનપુરી ભાગળ ભાજીવાળી પોળ, સુરત

કિંમત ૦-૨-૦

# અરજુન ગીતા.

અરજુન ગીતાનો અર્થ એ છે જે અરજુન તે પાંચ પાંડવને માંહેનો એક ભાઇ હતો. તેને શ્રીકૃષ્ણ ભગવાન સંગાથે સગાઇ તથા મીત્રાચારી હતી. અરજુન લડાઇ પર ચડયો ત્યાં સગાસંબંધીને જોઇ માયાને વશ થયો, અને શ્રીકૃષ્ણ ભગવાનને ખરો ધર્મ શું તે પુછયું—ત્યારે શ્રીકૃષ્ણ ભગવાને અરજુનને ખરા ધર્મનો સાર કહી સંભળાવ્યો.

## સરસ્વતી છંદની ચાલ.

શ્રીગુરૂ પ્રતાપે ગાઇએ, કિરપા તે સાધુ જંન<br>
પરિબ્રહ્મ મારો આત્મા મારૂં મન તે અરજુન;<br>
અરજુન સુણો ગીતા સાર પાંડવ માનજો નીરધાર.<br>
અરજુને એમજ પુછયું સાંભળો વૈકુંઠ રાય;<br>
એક સાર ગીતા કહો મુને, નિજ ભક્તનો મહિમાય.<br>
ત્યારે શ્રીહરિ એમ ઓચર્યા અરજુન ધરજો મન;<br>
એક સાર ગીતા સાંભળે, અવતાર તેનો ધન્ય.<br>
ચૌદ લોક તે વશ માહરે, બ્રહ્માંડ કેરો ભાર;<br>
પણ ધન્ય મારા દાસને રાખે હ્રદય મોઝાર.<br>
જળ મધ્યે જે વસે પદ્મ તેને સ્પર્શ નહી લગાર;<br>
તે ચિન્હ મારા ભક્તનું વળગે ન વિષય વિકાર.

સંસારમાં સરસો રહે અને મન મારી પાસ;
સંસારમાં લેપાય નહી તે જાણું મારો દાસ.
મુજ ભક્ત તે મુજને ભજે હેયે હોય હેત હંમેશ;
તો ભક્ત તેને જાણીએ; જે કરે ન કોઇનો દ્વેશ.
કર માંહી તુલસી કર્ણે તુલસી કંઠનો સીગાર;
બહુ તિલક છાપાં શોભિતાં મુજ ભક્તનો શણગાર.
ખરા સાધુને જાણે નહીં. પાખંડ પૂજે લોક;
જે દંભ આડંબર કરે તે જાણું સર્વ ફોક.
ઉત્તમ વર્ણ થઇ નહિ ભજે, ચાંડાલ કહીએ તેહ;
ચાંડાલ થઇ મુજને ભજે, તે જાય મારી દેહ.
મુજ ભક્ત કેરે કારણે, અવતાર લીધા દશ;
હું નિરંજન ને નિરાકૃતિ, મને ભકતે કીધો વશ.
વળી દેવ કેરે કારણે. ગયો વસમે વંન;
રાવણ મારીને રાજય આપ્યું, વિભિષણ રાજંન.
દુર્વાસા ઋષિએ દુભિયો, મુજ આત્મા અંબરીષ;
ભય ચક્ર મેલી છેદિયો મેં ભલી લગાડી શીખ.
બલિરાયને મેં બાંધીયો, દેવોની કીધી વાર;
પાતાલ આપ્યું રાયને, ત્યાં હું રહ્યો છડીદાર.
ગોકુલ વિષે હું અવતર્યો, શિર પીંછી ધરતો મોર;
ખાતો હું માખણ તરકારી, જુગમાં કહેવાયો ચોર.
માત જસોદાએ બાંધીયો, હું જોડી ઉભો હાથ,
હું દીન થયો તે દાસનો, ચૌદ ભૂવનનો નાથ.

વળી ઇંદ્ર જયારે કોપિયો ત્યારે કોઈએ ન આવ્યું આડ;
ગોકુલ રાખ્યું રેલતું–ગોપીને લડાવ્યા લાડ.
સોળસેં સ્ત્રીઓમાં હું રમ્યો, મારો કોઈ ન જાણે ભેદ;
મારા ભક્ત કેરે કારણે, મને કહે લંપટ વેદ.
વિરંચી વાછરૂ હરી ગયો, તે થયોજ અધર્મ;
હું નવા નિપજાવી લાવીયો. મારો કોઇ ન જાણે મર્મ.
મામાને હું મળવા ગયો, ત્યાં મળી કુબજા નાર;
થોડાક અટશ કારણે, મેં આપ્યું રૂપ અપાર.
વળી પ્રથમ પોળે પેસતાં, પરિચારે દીધી ગાળ;
મેં મારીને વસ્ત્ર લીધાં, સોહાવિયા ગોવાળ.
વળી ત્યાંથી આગળ ચાલતાં માલણ લાવી હાર;
મેં અર્થ સાર્યો એહનો, આપ્યા પદારથ ચાર.
વળી માર્ગમાં નાચિક મળ્યો, ને આપ્યું દર્પણ હાથ;
પૂર્યા મનોરથ તે તણા ને રાખ્યો મારી સાથ
સંબંધી જનને જે હણે ચાંડાલનો તે અંશ;
મારા ભક્ત કેરે કારણે, મેં માર્યો મામો કંશ.
મેં સુદામાને સંતોષીઓ, ચાવલ કણને કાજ;
સંપતિ આપી તેહને નવનિદ્ધિ સુદ્ધાં રાજ.
એક વાર વિદુર ઘેર જઇ આરોગ્યા ભાજી પાન;
મેં લાડ પાળ્યાં દાસનાં રાજાના મેડચાં માન.
કૌરવનું કુળ સંહારિયું, મેં સાર્યો તારો અર્થ;
હું ચૌદ ભુવનનો રાજીયો, મેં હાંકયો તારો રથ.

એક વાર વનમાં હું ગયો ત્યાં વન હતું ઘનઘોર;
મેં ભાવ જોયો ભીલડીનો ખાધાં તે એઠાં બોર.
અમે ઘણા મળી ગોવાળીઆ, રમતા ગયા મહા વન;
બહુ ભાવ જોઇ ઋષિ નારનો, અમે જાચી લીધાં અન્ન.
પ્રલ્હાદ પિતુએ પજવિયો, મેં થંભ પૂર્યો વાસ;
તે દુષ્ટને વિદારિયો ઉગારી લીધો દાસ.
વળી ધ્રુવને દુભાવિયો ને કાઢિયો વનવાસ;
તે બાલકે મને વશ કર્યો, ધન્ય ધન્ય મારો દાસ.
ચંદ્રહાસ ને હરિશ્ચંદ્ર રાજા ભક્ત મારા તેહ;
પડે વિપત્તિ પણ નહી વીસરે, મુજ મુકુટના મણિ એહ.
જ્યારે સુધન્વાને નાંખીયો નાતે તેલ બળતી ઝાળ;
મારા દાસને ઉગાર્યો, સંભારતાં તત્કાલ.
દ્રોપદીનાં પટકુળ કાઢિયાં હું પાસ નહિ તે કાળ;
મારા દાસને વેળા પડી, ત્યારે તુરત આધી સંભાળ,
પાંચાળીને જ્યાં પરહરી પાસે હતા પંચ વીર;
મારા દાસના મેં પુરિયાં નવસેં નવાણું ચીર.
એક કોળીએ કૌતક કીધું ને લીધું મારૂં રૂપ;
રાજાની કન્યા પરણ્યો, પરદલ કોપ્યો ભુપ.
મેં ત્યાં જઇને શું કર્યું. મુજ તેજ મુક્યું સાર;
પરદલનો પરાજય કર્યો કીધી ભક્તની વહાર.
અજામેલ મહા પાતકી, પાપીની ગુણિકા જેહ;
સ્મરણ કરતાં માહરૂં, વૈકુંઠે પામ્યા તેહ.

ગજરાજને ગ્રાહે ગ્રહ્યો, ત્યાં લીધું મારૂં નામ;
ત્યાં એક કરતાં બેઉના, અરજુન સીધ્યાં કામ.
હું માં ને મારા ભક્તમાં, અંતર ન હોય લગાર;
મુજ ભકતને ઓળખે નહીં, તે ભૂલી ભમે સંસાર.
મારા ભકત સુખી તો હું સુખી, દુઃખી તો દુઃખી હું જાણ.
મારા ભકતને કોઇ દુભવે, તો મને લાગે બાણ.
છે સ્વર્ગ મૃત્યુ પાતાલમાં, જલ સ્થળ મહીં મુજ વાસ;
સુણ ઇંદ્રસુત તુજને કહું, હું થકી અદકો મુજ દાસ.
હું યોગ યજ્ઞે નહિ મળું, નહિ તપ તીરથ કે દાન;
અરજુન મહીમા જાણજે, ભકિતથી છે જ્ઞાન.
હું ભકતની સંગે ફરૂં મને ભકતનો આધાર;
અરજુન મહિમા જાણજો, કહેતાં ન આવે પાર.
હરિભકત મહિમા સુણી અરજુન, પામ્યો હરખ અપાર;
મૂર્છીત થઈ અવની પડયો, નેત્રે વહે જલધાર.
આ ગીતાને જે અનુભવે. જે ગાય નરને નાર;
અરજુન એવું જાણજો, તે પામે પદ નિરધાર.
એ ભકત મહિમા માહરો કોણ કળ્યો નવ જાય;
જેનું ભાગ્ય હોય તે અનુભવે, ધનદાસ ગીતા ગાય.

—: ઇતિશ્રી અરજુન ગીતા :—



# ધરમ ગીતા.

એ ધરમ ગીતાનો અરથ એ છે જે ધરમરાજા કે જેને જમરાજા કરીને પણ કહે છે. જે માણસોના પ્રાણ લીએ છે તે ધરમ રાજાને સ્વાધીન નરક કુંડ છે અને તે નરક કુંડનો પતી કહેવાય છે. તેણે પોતાના સેવકોને દુત કરીને મૃત્યુ લોકમાં એવું કહી મોકલ્યા કે જે કોઇ સારા કરતુકવાળા લોકો છે તેને ઘેર જવું નહીં અને જે માઠા કરતુકવાળા લોકો છે તેઓને નરક કુંડમાં નાખવા સારૂ લાવવા. ત્યારે પેલા સેવક દુતોએ પુછયું જે હે મહારાજ, જગતણાં સારાં કરતુક કયાં છે ને માઠા તે કયાં છે તે અમને કહી સંભળાવો. ત્યારે જમ રાજાએ દુતોને વીગતે કહી સભળાવ્યાં તે ધરમ નીચે પ્રમાણે છે.

શ્રી ગણેશાએ નમઃ શ્રી શારદાએ નમઃ શ્રી ગુરૂભ્યે નમઃ

પરથમે પરણમું શ્રી ગુરૂરાયે, બેઉ કર જોડીને લાગુ પાએ;
શુદ્ધ બુદ્ધના કરજો સહાય, સેવક જનની પુરો આશાય;
કરૂં વીનતી કર જોડી, કરી યમ ગીતા કહું વીસ્તારી;
જુગજીવન કીરપાએ કરી, શુભ અશુભ કહું વીસ્તારી. ૨
રસનાએ રામ નામ કહું, હરી નામનો પારજ લઉં;
વીણુ ધરમ કહે છે જેહ, સક્ષેપે બોલે છે તેહ. ૩
હરી ગુણનો નવ લઉં પાર, માણુ નામ તણો આધાર;
નામ થકી અધરમી તરે, નામે મહા પાપી ઓધરે. ૪

સહસ્ત્ર ફેણા છે જે શેષને, રસના સહસ્ત્ર મુખ માંહે;
અનેક જુગ લગી તેજ તપે, તેઓ નહિ હરી સ્વપ્ના માંહે ૫
શંકર કહે કેમ વરણવું, જો મુખ રસના એક;
અને આચારીને ચાલશું વળી નવ લહું વીવેક. ૬
ભોળે ભાવે હું કહું ગોવીંદ ગુણ સાર થોડી;
સેવા બહું ફળે જો દયા કરે ગોપાલ. ૭
પુરવજ ધરમ રાજા કહે, તે સેવકને ઉપદેશ;
કથા શ્રવણે સાંભળે તે સરવે હું ગો લેશ ૮

## ધરમ વચન—ચોપાઇ.

કહે ધરમ વચન સાંભળો, આયુષ માગી વહેલા વળો;
મરત લોટ જુવો વેગે કરી, દુષ્ટ આત્માને લાવો હરી. ૯
હરી ભગત હોએ નીરધાર, તેને નવ દુઃખ કરશો લગાર;
તે નર વેકુંઠ પામશે, દુતો નવ જોશો તે દીશે. ૧૦
કહે સેવક વીનતી આધાર એક મને ઉપજ્યો વીચાર;
હરીજન તે કેમ જાણીએ, ત્યારે ધરમરાય વાણી ભણે. ૧૧
પ્રથમ કરે બ્રાહ્મણની સેવ, પુજે જે નારાયણ દેવ;
વચન વીપ્રનું ચીત ધરે, તે ઉપર અતી આદર કરે. ૧૨
જેને હરી સાથે છે સ્નેહ, ભગતી લક્ષણ કહીએ તેહ;
પતીવ્રતા જેને ઘેર નાર, સતવાદી જેનો વિચાર. ૧૩
ભુખ્યાને સંતોષે જેહ, ભગતી લક્ષણ તો કહીએ તેહ;
ગૌ તણી જે કરે સેવ, મંદિરમાં પુજે શીવ દેવ. ૧૪
દ્વારીકાં નર જાએ જેહ, ભગતી લક્ષણનો મારગ તેહ;

એવે સદા જે શાલીગ્રામ, એક મને તે હરીનું નામ;
ગોપીચંદને નવ લજાએ જેહ, ભગતી લક્ષણ તો કહીએ તેહ. ૧૫
તીલક ધરે હરી ચંદન સાવ ચરણોદક પર પ્રીત અપાર;
હરી કીરતન શું રાખે નેહ, ભગતી લક્ષણ જાણીએ તેહ. ૧૬
જે બ્રાહ્મણ પાળે ખટ કરમ, એકલો મને આરાધે ધરમ;
સદા કાલ સંતોષી જેહ, ભકતી લક્ષણ કહીએ તેહ. ૧૭
સહસ્ત્ર નામ જે નીત્યે ભણે, વેદના મારગ શ્રવણે સુણે;
વેદ વિચાર કરે નર જેહ, ભગતી લક્ષણ કહીએ તેહ. ૧૮
પરનારીનો સંગ ન કરે, પરનિંદા મુખે નવ ઓચરે;
પરદુઃખને વળી ભાંજે જેહ, ભગતી લક્ષણનો મારગ તેહ. ૧૯
ક્રોધ લોભનો છોડી સંગ, તત્વ રાગનો જાણવો રંગ;
મીથ્યા મોહને જાણે જેહ, ભગતી લક્ષણ કહીએ તેહ. ૨૦
પાંચે ઇંદ્રીને વશ કરે, હરખ શરધ સુખ દુઃખ નવ ધરે;
સાધુ પુરૂષને સેવે જેહ, ભગતી લક્ષણ નર ભણીએ તેહ. ૨૧
કોમળ સરખી વાણી ઓચરે, ધરમ પુરૂષની સંગત કરે,
ક્ષમાવંતા નર હોયે જેહ, ભગતી લક્ષણ કહીએ તેહ. ૨૨
ધન જોબનનો ગરવ નવ ધરે, માતા પીતાની સેવા કરે;
ગુણ ગોવીંદના ગાય જેહ, ભગતી લક્ષણ કહીએ તેહ. ૨૩
એકાદસી વરત કરે અપવાસ, હરીગુણ ગાતા થાસે ઉલાસ;
દેહદમન કરે નર જેહ, ભકતી લક્ષણ કહીએ તેહ. ૨૪
ગીતા કવીતા જે નર ભણે, અથવા શીખે ને શીખવે;
ભાવે ભગતી કરે નર જેહ, ભગતી લક્ષણ ભણીએ તેહ. ૨૫

જે કોઇ ભજે હરીનું નામ, પ્રભુ પ્રત્યે કરે દંડ પ્રણામ;
હરી નામે આનંદે જેહ, ભગતી લક્ષણ કહીએ તેહ. ૨૬
પુરવ પુન્યતો લે વેહેવાર અનેક ગુણોનો નવ આવે પાર;
જેને રૂદેયે રામનો વાસ, ધરમ કહે હું તેનો દાસ. ૨૭
સત વચન માનો નીરધાર, રખે ભેદ લાવો લગાર. ૨૮

## દુત વચન.

કહે સેવક તમે હરી ભગત, કહ્યા ને કહ્યાં તેના એધાણ;
હું પુછું અતી આદર કરી, હવે લાવું કોણ ૨૯

## ધરમ—વચન.

પ્રથમ આપે દાન કે ધામ, વીપ્રનું કરે અપમાન;
ગુરૂ વચન લોપે નર જેહ, વીકટ બંધન કરી લાવો તેહ. ૩૦
જન્મ લગી અનરથ આચરે, સારે મારગ નહી સંચરે;
આતમ ઘાત કરે નર જેહ, વીકટ બંધન કરી લાવો તેહ. ૩૧
નવ દયા જીવની હીંસા કરે, દયા મેહર રૂદે નવ ધરે;
પખી પાખ છેદે નર જેહ, વીકટ બંધન કરી લાવો તેહ. ૩૨
પશુ તણી જે બાળે ચાર, વરખને જે છેદે તત્કાલ;
કેનાદર વળી એ જે નર, વીકટ બંધન કરી લાવો તેહ. ૩૩
નવાણુ તણા જે લીએ દામ, પરદ્રવ્ય ઉપર જેને હામ;
પરનારીને નીકટ રાખે જેહ, વીકટ બંધન કરી લાવો તેહ. ૩૪
બેઉ બ્રાહ્મણનો આણે હાડ, માત પીતાનો કરે વીયોગ;
સરવ પાપી નર હોયે જેહ, વીકટ બંધન કરી લાવો તેહ. ૩૫
હરી કથા ચીત નવ ધરે, વેદ શાસ્ત્રની નીંદા કરે;
દેવ તીરથ માને નહી જેહ, વીકટ બંધન કરી લાવો તેહ. ૩૬

હરીને દેવે જે અપમાન, ડાહ્યાને જે કહે અજ્ઞાન;
પર નીંદા કરે નર જેહ, વીકટ બંધન કરી લાવો તેહ. ૩૭
પાછું દાન લે નર જેહ, હરી દીવસે અન્ન આરોગે જેહ;
બ્રાહ્મણને ન માને જેહ, વીકટ બંધન કરી લાવો તેહ. ૩૮
સહોદરને જે પરહરે, વેશ્યા સાથે ગમનજ કરે;
કુમતી નર હોયે જેહ, વીકટ બંધન કરી લાવો તેહ. ૩૯
જુઠી શાખને કુડુ આચરે, સરોવર પાળે પાપજ કરે;
ગાયનાં ગોચર ભાગે જેહ. વીકટ બંધન કરી લાવો તેહ. ૪૦
જેને જે મંતર ન ઘટે, તે મંતર તે લે ઉલટે;
ક્રોધવંત નર હોએ જેહ, વીકટ બંધન કરી લાવો તેહ. ૪૧
ધરમ વચન કહે તે સાર, દુત મન આનંદ અપાર;
કહો કાંહા જઈ રહીએ અમો, તે ઘર બતાવો તમો. ૪૨

## ધરમ—વચન.

નારી જે દંભ આચરે, સ્વામીની સેવા નવ કરે;
કુટુંબને નહી માને જેહ, દુતો ઘર તમારૂં તેહ. ૪૩
કુચ મોકલ દોડે નાર, ભેદ કરતાં નહી વીચાર;
વસ્ત્ર શીશ નવ ઢાંકે જેમ, દુતો ઘર તમારૂં તેહ. ૪૪
બામની દામ જે વાપરે, ભજન પાખે રૂદન કરે.
ભાગે માથે સુર જેહ, દુતો ઘર તમારૂં તેહ. ૪૫
કલાલ ખાનાને આંગણે રહે, પાડોશ ચમારજ તણે,
નીલકુંઠને ના ઘર પાસ, દુત તહાં તમારો વાસ. ૪૬
મંતર સાધવા જશે મસાણ, સુકે વરખ પેયાણ;
વનરત્દુ હોયે જહાં. દુતો તમો વસજો તાંહાં. ૪૭

અટરાશ હોએ જાહાં, વળી અપવીતર કેરો ઠામ;
વળી ચઉટું હોએ જાહાં, દુતો તાંહાં જઇ કરજો પેશાબ. ૪
ગામ ઉપર કર ચડાવ જેહ, દુત કીહા શું રાખે નેહ;
લીલા વસ્ત્ર કરે જે ઠામ, દુતો જઇ રહેજો તે ઠામ. ૪
ક્લેશ કરે નર ને નાર, ધરમ નવ ગણે લગાર;
રાત દીવસ વ્યભીચાર વેર, દુતો રહેજો તેને ઘેર. ૫
પુરૂષે ઉભો ને બેઠી નાર, પારકા ઘર તો કરે વિચાર;
અણઘટતું બોલે બાળ. દુતો રહેજો તેની પરશાલ. ૫
સાસુ સાથે જે વહુ વઢે, નીત જે નણદીને નડે;
કુષ્ટ વાક્ય બોલે વચન, તેના ઘરનું હરજો ધન. ૫
ઉકરડે નાખે જે અન્ન. જે ખોએ આપ્ત જન;
રવી આથમતે વાસીદુ કરે, તેનું ઘર રખે વીશરે. ૫
જે કોઇ કુંડીને ખાએ અંન, અંન દે ને કરે અપમાન;
બીક બીક જે અંનને કરે, તેનું ઘર રખે વીશરે. ૫
અણવાળુ જે વાર નીશરે, ધુમાડાના જાલાં બહુ કરે;
બેઉ હાથે માથુ જે ખરવડે, તેને ઘેર ઓચીંતા પડે ૫
ઘરમાં ભાર નહી લગાર, આળસમાં કાઢે અવતાર;
કરોળીઆ ગરોલી ઘણી, તેના ઘરના થાજો ધણી. ૫
બહુ સાચાને બોલે આલે તુંકારી બોલાવે નર;
સસરા દેખી નવ ઢાંકે શીષ, તેના ઘરમાં પડજો વીશ. ૫
ધરમ વચન કહ્યાં જે સાર, દુત મન આનંદ અપાર;
ઉત્તમ કથા જેમ ગીતા જેહ, હરી ભગતને વલભ તેહ. ૫૮
એક કથા જેની તે ભણે, દુત નહી આંગણે;
શ્રવણ કરે જે એક મને, સરગ લોગ પામે તે જન. ૫૯

ઇતી ધરમ ગીતા સમાપ્ત.

# નરસિંહ મહેતાની હુંડી

## શ્રી રાસ હુંડી. (પહેલી)

મારી હુંડી સ્વીકારો મહારાજરે શામળા
પ્રભુ એક તમારો આધારરે શામળા ગીરધારી.
**સાખી**-પ્રલ્હાદની પત રાખવા, ધર્યું નરસીંહ રૂપ;
થંભ થકી વ્હાલો પ્રગટીયોરે, માર્યો હિરણ્યકશ્યપને. શામળા
નિભાડામાંથી બળતાં ઉગાર્યાં, બીલાડી કેરાં બાળ;
ટીટોડીના વહાલે ઈંડા ઉગાર્યાં, હરી હતે થયા રખવાળરે. શામળા
વાણીયાને વિમાસણ કરી તેં કર્યો માટીનો હાર,
આડણીયામાં સોભી ખાંડીયો, તમારી મરજી પ્રમાણે મહારાજરે.૧
રાણાજીએ રાડ વધારી મારા કારણ મહારાજ,
ઝેર. ઘોળીને મોકલ્યાં તમે ઝેરના જાણી હારરે. શા. ૨
અંગેત્ર કેરે કારણે ચક્કર ધરિયો હાથ.
સુધન્વાને કારણે તમે, તેલમાં થયા તત્કાળરે. શા. ૩
શીબીરાજની માટી કાજે તોળાણી, ખાલી કર્યા શરીર.
ધર્મ કેરે કારણે તપે ટૌલવા કારણા મહારાજરે. શા. ૪
સાડાત્રણસો ખોરડાં નાગરના જુનાગઢ મોઝાર,
તેમાં નથી મારે નોતરૂં મને નાતે દીધો તીરસ્કારરે. શા. ૫
ઝુંપડી તારા સેવકની, જમવા નથી જાર,
બેટી બેટા તો વળાવીયાં, હવે વળાવવી છે ઘરની નારરે. શા. ૬
ગરથ તો ગોપીચંદનું, તુલસી હેમનો હાર,
સાચું ઘરેણું મારે શામળો, મારી દોલત છે ઝાંઝ ને પખાજરે. શા ૭

હું નથી મોટો લખપતિ, હું નથી શેઠ શાહુકાર,
હું નરસીંહ મહેતાની વીનતી, હું તો નાગરમાં છું કંગાલરે. શા. ૮
શેઠ તો દ્વારકાપુરી, શામળશા જેનું નામ,
હુંડી લેજો હાથમાં મોહન, કરજો પછી બીજું કામરે. શા. ૯
તીરથવાસી ગામમાં ફરે, પુછે નામ ને ઠામ,
અલીએ ગલીએ ફરીવળ્યા,અહીં નથી શામળશાહનું નામરે શા.૧૦
ધુતારે ધુત વિદ્યા કરી, અમને કહેતું બધું ગામ,
ઠગારે કરી ઠેકડી, અમારે પુર્વ જન્મના પાપરે, શા. ૧૧
તીર્થવાશી ગામમાં ફરી, નીકળ્યા ઝાંપા બહાર,
ત્યારે રૂપ લીધું વાલે વણીકનું, વાલો તૈયાર થયા તત્કાળરે, શા ૧૨
કાને કુંડળી જળહળે, એના તેજનો નહી પાર,
બાંહે બાજુબંધ બેરખાં, હરિને હૈયે હેમનો હારરે, શા. ૧૩
હુંડી લાવો હજુરમાં શામળશા મારૂં નામ,
હંમેશાં લખજો હુંડીયો, કહેજો વાણોતર સરખું કામ. શા. ૧૩
હુંડી હાથોહાથ આપી વાલે, પુરી હૈયાની હામ,
નરસીંહ મેતાનો સ્વામી શામળો,વાલે નવખંડમાં રાખ્યું નામ.૧૫
મારી હુંડી સ્વીકારો મહારાજરે, શામળા ગીરધારી,
માથે ધણી ધાયો કીરતારરે, શામળા ગીરધારી. શા. ૧૬
મને કોઇની નહિ પરવારે, શામળા ગીરધારી,
શામળીયા જેવો સરદારરે, શામળા ગીરધારી;
તમે શામળીયા લેજો સંભાળરે, શામળા ગીરધારી શા. ૧૭

---

# સ્વર્ગની નીસરણી.

ધન ધનરે આજ ધારણ ધરીયાં, દયા કરીને મંદીર આવોરે રામ.
ધરમરાજા ધરમપુરીમાં બેઠા વૈષ્ણુવની વારતા કરેરે રામ.
પાપી પાખંડીને બાંધીને લાવો, વૈષ્ણુવની રક્ષા કરજોરે રામ,
એમ કરીને ચાર જમડારે ચાલ્યા, મૃત્યુ લોકમાં આવ્યારે રામ,
પાપી પાખંડીને કેમ ઓળખીએરે, વૈષ્ણુવજન કેમ ઓળખીરે.
સવારના પહોરમાં નહાવું ને ધોવું, પુન્ય ને દાન કંઇ કરવારે રામ
એ એંધાણીએ વઇષ્ણુવ જાણવા,પાપી ચંડાળને બાંધી લાવોરે રામ
એમ કરી ચાર જમડારે ચાલ્યા, રાજાના હાડમાં પેઠારે રામ
પહેલો કહે હું તો તાવજ થઇશ, રાજાના હાડમાં પેસુરે રામ
બીજોરે કહે છે હું તો વઇદજ થઇશ રાજાની નાડીઓ જોઉરે રામ.
ત્રીજો કહે હું તો જોશીરે થઇશ, રાજાના જોશ જોઉરે રામ.
ચોથોરે કહે હુ તો શેઠીઓ થઇશ, બજારે હાટ કાઢી બેસુંરે રામ
એમ કરીને ચાર જમડારે ચાલ્યા રાજાના હાડમાં પેઠારે રામ
રાજાની દાશી તો વઇદ પોકારે વૈદના વેદ બોલાવોરે રામ
મંછારામ વૈદ તમે અહીંજ આવો રાજાની નાડીઓ જુઓરે રામ
તાવજ તરીયો ને એકાંતરીયો, ચોથીઓ જામર ન જાણુંરે રામ
એમ કરીને એક પડીકી આપી, ત્યાંહાંને ત્યાં ઘડીના થયારે રામ
સગાંવહાલાં સર્વે ટોળે થઇ બેઠા અંતરના સગાં સોડમાં પેઠારે રામ
જીવ જતાં એનો કોઇએ ન જાણ્યો પલકમાં દેહજ પડયે રે રામ
લીલુંડા વાંસની પાલખી બંધાવો ઉચકનારા ચારરે રામ

ચાર જણા એની સાથે ચાલે પુરૂષે પાલખી લીધીરે રામ
ચકલા સુધી એને સર્વે વળાવે વહાલા વળાવી પાછા વળેરે રામ
પાછુ વાળીને પ્રાણી શું જુઓ છો કયાંરે ગયાં સગાંવ્હાલાંરે રામ
વ્હાલા વળાવી તારા પાછાંરે વળીઆં વ્હાલીતે વન ફેરી ફોઢીરે રામ
પહેલે પગથીએ પ્રાણી જેમતેમ ચડીયાં બીજે પગથીએ ભાલાદીઠારે રામ
આરે ભાલામાં હવે કેમરે ચલાશે હવે તો શી ગતી થાશેરે રામ
ભાલા દેખીને પ્રાણી થરથર કંપ્યો ધ્રુસકે ધ્રુસકે રેવા બેઠોરે રામ
ભલો જમડો જીવને ફરી ફરી પુછે, શારે કર્યાં પુન્યને દાનરે રામ
નથી કર્યાં પુન્ય મે તો નથી કર્યાં દાન દયાનો મારગ ભુલી ગયોરે રામ
હુંરે શું જાણું આગળ વીપત પડશે, જમડાતો માર ઘણો મારેરે રામ
લોઢની ગેડીઓ વતી પ્રાણીને મારે બરકાને ભુમો પાડેરે રામ
બીજે પગથીએ પ્રાણી જેમતેમ ચઢીયાં ત્રીજે પગથીએ ગોખરૂં માદીઠારે રામ
આરે ગોખરૂમાં હવે કેમ ચલાશે હવે તો શી ગતો થાશેરે રામ
જોરે જોડાના દાન કર્યા હોય તો પ્રાણીને પાર ઉતારોરે રામ
જોરે જોડાનો અનુગ્રહ આલ્યો હોય તો કેને ભાઉ આણી આપુરે રામ
ફરી ફરી મને શુ રે પુછો છો, નથી કર્યાં પુન્ય ને દાનરે રામ
ભલા તે જમડાને દયરે આવી, જુનો જોડો એને આલ્યોરે રામ
ભુડા જમડાની નજરે પડ્યો તો ધોલો મારી ખુચી લીધોરે રામ
દૈવના ચોર તારે કાંઈ હુતા કેને, ઉત્તર દેહીઓ તમને આલીરે રામ
ફરી ફરીને હવે મનખો નહી આવે લક્ષ ચોરાશીમાં પડયારે રામ
ત્રીજે પગથીએ પ્રાણી જેમતેમ ચઢીઆ, ચોથે પગથીએ ભુખો લાગીરે રામ
આરે ભુખોમાં કેમ ચલાશે, હવે તો શી ગતો થાશેરે રામ
ઓ પેલા ઓ પેલા ભંડાર ભરીયા, તેમાંથી શેર અન્ન આપોરે રામ

એકસોને બે વરસ સુધી કમાયો, ઉઘાડે બરડે બળુરે રામ
લક્ષાધી પતીર ભાઇ જેરે કહેવાતો, વહાણો જેને ચાલેરે રામ
તેમાંથી કાંઇ તારે હાથે આલ્યાં હોય તો, તે તારી સાથે આવોરે રામ
ચંણુ ઝારીઓ તારી કોરેરે મેલશે બોણરી દોણી સાથે આવેરે રામ
ચોથે પગથીએ પ્રાણીજેમતેમચઢીયાં, પાંચમે પગથીએરૂધીરહીઠારેરામ
આ રૂધીરમાં હવે કેમરે ચલાશે, હવે તો શી ગતો થાશેરે રામ
જોરે ગાયોના દાન કર્યાં હોય તો તરીને પાર ઉતારોરે રામ
નથીકર્યાં પુન્ય મેં તો નથી કર્યાં દાનદયાનો માર્ગ ભુલી ગયોરે રામ
પાંચમે પગથીએ પ્રાણી જેમતેમચઢીયાં, છઠ્ઠેપગથીએથંભહીઠારે રામ
આરેથંભેપ્રાણીને બાથ ભીડાવો, અડધો બળ્યો ને અડધોરહ્યોરેરામ
ભાઇરે વઇમાન તારાં ઉભારે રાખ, તે તો શાં કરીયાં પુન્યદાનરે રામ
ઉનાળે જેણે પરબો મંડાવી ચોમાસે આપ્યાં વિશ્રામ ઠામરે રામ
શીયાળે ડગલા આપીયા ભુખ્યાને ભોજન આપ્યારે રામ
બ્રહ્મણ શ્રવણને મેં તો સીધાંરેઆપિયાં, તેનેપુન્યવિમાન મળ્યાંરામ
છઠે પગથીએ પ્રાણીજેમતેમચઢીયાં, સાતમેપગથીએકુંડહીઠારે રામ
ચોરે બેસીને જેણે ચાડીઓ કીધી, જુઠી સાખ્યો ઘણી પુરીરે રામ
એરે પ્રાણીને પેલા કુંડમાં નાંખો, એની તે શી ગતો થાશેરે રામ
કાનખજુરા એના કાનમાં પેસે, હાડીઆ આંખો કોચેરે રામ
સ્વર્ગના નીસરણીના સાતપગથીઆં, ગાય શીખેનેજેકોઇસુણેરેરામ
ભટ પ્રેમાનંદ એમજ કહે, વૈકુંઠ તેનો વાસરે રામ

---

# નરસિંહ મહેતાની હુંડી

## કડવું ૧ લું-રાગ સામગ્રી

શ્રીગુરુ ગોવિન્દને ચરણે લાગુંજી, સુખમુખ શારદા વાણી માંગુંજી.
અંતર્ગતમાં ઇચ્છા છે ઘણીજી, ભાવે ભાખું હુંડી શ્રીમેહેતાતણીજી;

### ઢાળ

હુંડી શ્રી મેહેતાજી તણી, અને વર્ણવું બુધ્ધિમાન;
ધન ધન નાગર નરસૈયો, જેનું જુનાગઢ સ્વસ્થાન. ૧
કૃપા તે શ્રીશંકર તણી ઉપન્યો તે ભકિત ભાવ;
ભવસાગર નરસઇયો તર્યો, તે નાથ નામનું નાવ. ૩
શ્રીકૃષ્ણ ધાયા ગુણ ગાયા, તજી માયા મમતા;
રાસ મંડળ નિરખીયું, તેથી ટળી ગઇ ભ્રમતા. ૪
વિશ્વાસ તે વિશ્વંભર તણો, એ દાસનું લક્ષણ;
સંસારમાં સરસો રહે, કરે હરિકથા કીરતન. ૫
લોકાચારી નવ ગણે, નવ ગણે નાગરી નાત;
જેણે પ્રભુ સાથે પ્રીત બાંધી, જેમ પડી પટોળે ભાત. ૬
મંડલીક વેળા નામ રાખ્યું, શ્રીહરીએ આપ્યો હાર;
ઉષ્ણ જળમાં મેઘ વરસ્યા, જ્યારે ગાયો રાગ મલાર. ૭
મનગમતું કીધું કુંવરબાઇનું, મોસાળું લાવ્યા મોરારી;
સેવક જાણી શામળાએ, હુંડી તે લીધે સ્વીકારી. ૮
વર્ણવું વિસ્તાર તેનો, બુધ્ધિને અનુસાર;
હરખે જે હુંડી સાંભળે, તે તરે નર ને નાર. ૯

ચરિત્ર જે નરસૈયા તણાં તેથી પવિત્ર થાયે પિંડ;
જે સુણે ભણે ને અનુભવે, અવતાર તેનો ધન્ય. ૧૦
તીરથવાસી કોઇ વટેમાર્ગુ, આવીઆ પુરમાંય,
દ્વારકાની હુંડી લખે. એવો શરાફ છે નાણાવટી કોઇ. ૧૧
ત્યાં બેઠા હતા નાગર બ્રહ્મણ જેને જુઠું બોલ્યાનું પોણ;
તેને તીરથવાસીએ પૂછ્યું, અહીં હુંડી લખે છે કોણ. ૧૨
વિપ્ર વિચારીને બોલીઆ, મહા ઠગના તે ઠગ;
હુંડી તે લખે નરસઇયો, જેને રૂપૈયાના તે ઢગ. ૧૩
વૈષ્ણવજન વહેવારીઓ, સર્વે શિરોમણ સ્વામ;
આડત ચાલે તેહની, કરે તે તો મોટાં કામ. ૧૪
હરિ ભકતની હુંડી કશી, નાગરે કીધી હાંસી;
નરસઇયાનું ઘર દેખાડ્યું, પ્રીછ્યા નહીં તે તીરથવાસી; ૧૫
નીચાં મંદીર નીપટ જુનાં ને, માંહે ચકલાંના માળા.
વૈષ્ણવ આવી ઉતર્યા, મેહેતા તણી ધર્મશાળા, ૧૬
ત્યાં તિલક તુલસીને અંબ, બોલે શબ્દ ધુન રહી મૃદંગ
પામે પ્રસાદ મેહેતાને મંદિર, સાધુ ગયે બહુ રંગ. ૧૭
લુલા લુલા અટુલા, અપંગ અંધ ને બધીર;
પડયા તે ખાયે રામદાસિયા, મહેતાતણે મંદિર. ૧૮
ગોપીચંદન તિલક તુલસી, શ્રી રામકૃષ્ણને ગાયે;
શબ્દ ઉઠે સોહામણાં શ્રી રામલીલા ભણાયે. ૧૯
એ ચરિત્ર દશ અવતારના, ચોકમાં તે તુલસીનાં વન;
એક દેહરૂં દીસે દામે દરતણું, ત્યાં નરસઇયો કરે કીર્તન ૨૦

ત્યાં તીરથ વાસીએ વિચાર્યું, નહી હોય એ કોઠીવાલ;
નામું લેખુ હરિનામનું, લેખણુ સાટે તાલ. ૨૧
કોથળી દીસે તે વાજીંત્ર કેરી, તેમાં તે નવ મળે દામ;
દીસે ચોપડા કીર્તન કેરા. વ્યાપાર તો હરિનુ નામ. ૨૨
ત્યારે મેહેતાજી બેઠા થયા, આવો તમારૂ ધામ;
પરદેશી અમને પવિત્ર કીધા, અમ સરખુ શું છે કામ. ૨૩
ત્યારે તીરથવાસી બોલીઆ, અમારે જાવું છે દ્વારકા ગામ;
ત્યાંની હુંડી કરાવવાને આવીઆ, મેહેતા જાણી તમારૂં નામ ૨૪
અમને ભલે નાગરે ભાળ દીધી, તે મેતાજી સારે અર્થ,
એટલું તે સ્વામી કામ કીજે, ગણી લેજો ગર્થ, ૨૫
રૂપઇયા તે સાતસેં છે, તે ચારે જણનું ધન.
અમારે ખરચવુ તે દ્વારિકામાં, તે મેહેતા તમારૂં પુન્ય, ૨૬

વળણ.

પુણ્ય તમારૂં કામ થયે, બોલ્યા તે તીરથવાસી રે;
હાંસી જાણી ન્યાતની, મેહેતે તે સમર્યા શ્રી અવિનાશી રે ૨૭

કડવું ૨ જું–રાગ આશાવરી ગોડી.

આજ કૃથારથ અમને કીધા, તીરથવાસી મળીયારે;
તે બ્રાહ્મણોને હું ચરણે લાગું, જેણે અહિં મોકલીયારે આજ ૧
આપી આસન મેહેને પૂજા કીધી, મુકયો તે હરિપ્રસાદ રે;
એકેકી માળા તે કંઠે આરોપી, મેહેતે કીધા શંખનાદરે આજ ૨
સ્મરણ કીધુ મેહેતે શામળિયાનું, શું થશે પ્રભુ મારારે;
હૃદય ઉભરાણુ મેહેતાજીનુ નયણે વહે જલધારારે. આજ ૩

તીરથવાસીએ કૌતક દીઠું, શંખ તાલ ને માળારે;
વૈષ્ણવના ચાળાને દીસે કંગાળા, બેઠા ગાયે ટોપીવાળારે. ૪
હરિશું રંગ ને વાગે અંગ, ઢંગ રૂડા વિચારરે;
બેઠા થઇએ ને ચેટે જઇએ, તીરથવાસી કરે વિચારરે. ૫
જોઈ રહ્યા નીચું ન થવાય ઉંચું, પ્રીછ્યું પારેખપણુંરે;
આપવા લેવા હરિની સેવા, દેવા દર્શણુ ઘણુ કરે. આજ ૬
પ્રેમાનંદ પ્રભુ કૃષ્ણ કૃપાએ, મેહેતે વારતા જાણીરે;
શું કરવાને આભરા થાયો, સમરોને સારંગપાણીરે આજ. ૭

વલણ

શારંગપાણી આણી આપે, ચિંતા મન શાને કરો રે;
સંતો લાવો કાગળ લેખણ, હુંડી લખું કરમાં ધરોરે ૮

કડવું ૩ જુ રાગ ગોડી

તીરથ વાસીને દુઃખીયારં જાણી, મહેતો બોલ્યા વળતી તેવાણી;
કાંઇ મન ચીંતા ન રાખશો તમો, હુંડી લખી આપીશું અમો. ૧
તમારે અમારૂં કામજ પડયું પરમેશ્વર નહિ રાખે અડયું;
શીઘ કામ થાશે તમ તણું, મોકલનારા ડાહ્યા છે ઘણું. ૨
સેવક તમારો હુંડી કરે, જયાં લખે ત્યાંથી પાછી નવ ફરે;
જઈ જો જો ચઉટામાં ઠેઠ; જઇ પુછજો શામલશાહ શેઠ ૩
તીરથવાસી બોલ્યા તેહ, રુપૈયા હયો. સાતસેંહ
લખી પત્ર ઉતારીને દીઓ, હુંડીઆમણ ઘટે તે લીઓ. ૪
મેહેતાજી કહે કરવું કામ, હુંડીઆમણ તો હરિનુ નામ;
શત શતના ગણી લીધા થોક સાતસે રુપૈયા લીધા રોક. ૫

મેહતે મુક્યા ઘરમાં ઘર્યા, વૈષ્ણવ તેણી કૃષ્ણાપર્ણ કર્યો;
નાણાવટિ તે કોઇ નવ ઓળખે. હઇયા ખરો તે હુંડી લખે. ૬
કહે નરસૈયા કરજોડ, લજ્જા રાખજો શ્રી રણછોડ,
જાણાશે હરિ અદવારકુ, સેવક સ્વામીનું પરખું. ૭
નષ્ટ નાગરે કીધી ઠગ, પ્રભુ મારે છે તમારી વગ;
રૂપીઆ સાતસે મેં ગણી લીધા, મેં તો કૃષ્ણાર્પણ તમને કીધા ૮
વહેવાર મારોરે વધારજો, શામળીઆજી હુંડી શીકારજો;
ભીડભંજન શ્રી પરબ્રહ્મ, આડતની છે તમને શર્મ, ૯
મેહતો કરમાં તે લીધી તાલ, સ્તુતિ કરે ને સમરે ગોપાલ;
ખરેખરાં નયણે આંસુ ઝરે, નરસયો હરિની વિનતી કરે. ૧૦
રખે તીરથવાસી પાછા ફરે, તે દુઃખી જીવડો નીસરે;
તાલ વાગે ને પરિગુણ ગાય, શામળીઆજી કરજો સહાય ૧૧
પ્રભુ પ્રહ્લહાદ વારે ધસ્યા, લક્ષ્મીવર તમે લોહમાં વસ્યા;
અપરમાનો ઉતાર્યો મદ, ધ્રુવને આપ્યું તેં અવિચલ પદ. ૧૨
ચન્દ્રહાસને રાખ્યા તેં હાર, વિખ ટાળીને વિખ્યા તેં કરી;
અંબરીષનો ઉતાર્યો ભાર, પ્રભુ લીધાં તેં દશ અવતાર. ૧૩
અજામીલ નામે પાપી ઓધાર્યો, તેલ કઢામાંથી સુધન્વા તાર્યો
ગજેન્દ્ર રાખ્યો ઝુંડે ગ્રહ્યો, મેં મહિમા તમારો લહ્યો. ૧૪
અહલ્યા પ્રભુ આપે ઓધારી
ભીલડીનાં ચાખ્યાં બોર, ભક્ત માટે ચીર્યાં ઢોર ૧૫
બળતાં રાખ્યા તેં પાંડવ વીર, પાંચાલીના પૂર્યાં ચીર;
રૂકમાંગદ કરૂણાકરી, પ્રભુ હરીશ્ચંદ્રને આપી વૈકુંઠપુરી ૧૬

ગોપીનું પણ તેં કર્યું, સુદામાનું દારિદ્ર તેં હર્યું;
કુબ્જા સાથે રંગે રમ્યા, વિદુરને ઘેર ભાજી જમ્યા. ૧૭
કબીરને તમે કીધી સહાય. નામદેવની જીવાડી ગાય;
જલ વહ્યું ત્રિલોચનને ઘેર, મીરાંબાઈના પ્રભુ પીધાં ઝેર. ૧૮
જે દેવને આપી પદ્માવતી, શા શા ગુણ ગાઉં ગોવિંદપતિ;
ત્રિકમ તાત ને માધવ માત; કુટુંબ કેશવ ને ભુધર ભ્રાત ૧૯
શેષ નામના છો તમે સખા, પ્રભુ તમો કરોની રક્ષા;
જ્ઞાત નરસઈ સગા સ્યામ, પછે અન્યનું શું કામ, ૨૦
તમો ભક્ત વત્સલ કહાવો, માટે દાસ કરે છે દાવો;
મારે પાસુ છે તમ તણું, પ્રભુ પાળજો પોતાપણું. ૨૧
આ સમો આવીને અડયો, શોકસાગરમાં નરસઈયો પડયો;
ચોણુ જાશે જો મુજતણો, વેવાર છે કાચો તાંતણો. ૨૨
જો રાખશો નહિ વિશ્વાધાર, વળતી મારી કુણ કરે વહાર
મનશા વાચા કહે નરસઈ, તુજ વિના કોઈને જાચું નહી. ૨૩
જો હુંડી શીકારશો નહિ શ્યામ, ફરીને હું સાથે છે કામ;
જો નહી વધારો મારો કાર, હું નહી રાખું તમારો ભાર. ૨૪
જો પાછી ફરશે આ ચીઠી, તો આપણી વાર્તા પડશે દીઠી;
એવી સ્તુતી કરીને મુખે, પછે મહેતાજી હુંડી લખે. ૨૫
દ્વારકાસાગર પુરણ બેટ, સર્વ ઉપમાજોગ શામળશાહ શેઠ;
લખિતંગ સેવક નૃસિંહનામ, લખ્યા પ્રમાણે કરજો કામ. ૨૬
તીરથવાસી છે ધનના ધણી, સાતસેં રૂપૈયા આપજો ગણી;
કાટે ચઢાવીને દેજો ખરા, આપજો કોરા ને કરકરા. ૨૭

ઉજળા તાતાને તાપે ચઢયા, આપજો ખરા બપોરે પડયા;
ઓછા નહિ મોટા માપના, ઓણુકી ને નવી છાપના. ૨૮
બજાર મધ્યે દેજોરે ગણી, જેમ ચાલે આડત આપણી;
એંધાણી હુંડીમાં લખી, ચતુર છો તમો લેજો ઓળખી ૨૯
લખી પાછી ફરે રે હુંડી, પ્રભુ મારી ટેવ છે ભુંડી;
લોકમાં તમને લાગશે ગાળ, જાણશે નરસઈના સ્વામીચાલ ૩૦
ફકાને લેવાને તાણું, તેમાં નહી કંઇ હોય અજવાળું.
મુજ વાણોતરને શાની શર્મ, જાશે નામ તારૂં પરબ્રહ્મ ૩૧
લાજશો પ્રભુ થાશો વાજ, મુંજ વાણોતરને શાની લાજ;
બીડી હુંડીને સમર્યા શામ, શિરનામે શામળશાહ નામ ૩૨

વલણ

નામ શામળશાહ તણું, મેહેતે કરમાં લીધી તાળરે;
હુંડી મુકી મુર્તિ આગળે, મેહેતે સમર્યા શ્રી ગોપાળ રે; ૩૩

કડવું ૪ થું—રાગ કાલેરો;

શિકારજો શામળા આ સેવકની હુંડી; શામળશાહ સુજાણરે;
જો કાર જાયે નરસઇ કેરું, તે પેજાએ પ્રાણરે શિકારજો. ૧
લખજો કામ થયાનો, પ્રભુ ટાળજો ઉચ્ચાટ રે;
છે તાલ ચંગની કોથળી, હરિમંદિર મારું હાટરે. શિકારજો. ૨
ખરા કોરાને કરકરા, ગણીઆપજો રૂપૈઆ રોકરે;
જો નકાર કરશો કાનજી, તો હસશે દુર્જન લોકરે શિકારજો. ૩
છે વણજ મારો નકાળજો, જેમ વાંદરની ફાળરે;
વસાત મારે એટલી છે, મારા તિલકને તાલરે. શિકારજો. ૪

નરસઇયો નાણાવટી, લોક જાણે કોટીવાળરે;
જો હુંડી પાછી ફરશે તો, સેવક એ ઢશે સાલરે. શિકારજો. ૫
હુંડી ફરતાં દાવો થાશે, દેવાળું કહેવાશેરે;
તારો શેઠ ખોટી ચાલનો, તીર્થવાસી ઘવાશેરે શિકારજો. ૬
માતા પીતા તું માવજી, લજ્જા રાખજો આણી ચોટરે;
આપતાં રૂપૈઆ સાતસેં; નહી આવે ખજાને ખોટરે શિકારજો. ૭
નકાર કરશો કૃષ્ણજી, તો છે નાગર સાથે કામરે;
પ્રેમાનંદ પ્રભુ પ્રોછજો, મહિમા રાખજો શ્યામરે. શિકારજો. ૮

વલણ

મહિમા રાખજો શ્યામ મારા હિંમત હારે હારિએ રે;
ખોટી હુંડી નરસઇંયાની, હરિ વગોવી નવ મારિયેરે. ૯

કડવું ૫ મું રાગ મેવાડો

હુંડી આપીને લાધ્યા પાયર, તિરથવાસીને કીધા વિદાયરે;
નકાર કરે તો બેશજો અડીરે, રૂપૈયા ન મુકશો લેજો લડીરે. ૧
રૂપૈયા મળશે તે ઘડીરે, ન જડે તો આવજો પાછા ફરીરે;
વ્યાજ સુધાં આપશું ગણીરે; તમે રૂપીઆના છો ધણીરે. ૨
શેઠને ઓળખે આખું ગામરે, નીકર લેજો અમારૂં નામરે;
તીરથવાસી ચાલતા થયારે થોડે દહાડે દ્વારકા ગયારે ૩
જાત્રાળુના પૂરાયા કોડરે, જઇ નીરખ્યા શ્રી રણછોડરે.
મોટા ભાગ્યેજ નાહ્યાં ગોમતીરે, પ્રેમે પુજ્યા જાદવપતીરે ૪
સુંદર દર્શન શ્રીભગવાનરે, શામળીઆજી લીને વાનરે;
ભ્રગુલાંછન શોભે ડાબરે, પાંપણ ઉપર દીઠી પાબરે. ૫

મુક્તામાળા તે નાભી લાગીરે હૃદે ઉપર ઝલકે દુગદુગીરે
પ્રભુનો ભીનો વાઘો કેશરીરે, સુંદર રૂપ શ્રી પરમેશ્વરીરે ૬
તીરથવાસી પામ્યા ઉલ્હાસરે શું ગણીએ આવ્યો હરિપ્રસાદરે;
પછે પુછે ચોટામાં વાટરે, ક્યાંય છે શામળશાનુ હાટરે ૭
નાણાવટીમાં પુછ્યું જઈરે, હુંડી કોઈ શિકારે નહિરે,
ફરીફરીને જોયું તે આખું ગામરે, ન મળે શામળશાહનું નામરે ૮
ખોટો કાગળ પુરમાં પાડયોરે, શામળશાહ પુરમાં ન જડયોરે,
દુઃખીઆ તીરથવાસી થયારે, હવે દેવ રૂપીઆ ગયારે. ૯
એક વણીકની પુછી વાતરે, વષ્ણવ દીસે છે વિખ્યાત ,
સાચુ કહે ભાઇ દીસે દયાળરે, કહો શામળશાહની ભાળરે. ૧૦
નાણાવટી નરસઇયો સુખીરે, તેણે હુંડો અમારી લખીરે,
સુણી વણિક કેરી વિનતિરે, શામળશાહ નગરમાં નથીરે. ૧૧
ક્ષત્રિ વૈશ્ય વિપ્રને વાણીયોરે,તે શામળશાહનથીજાણીઓરે,
પનોતીએ રખડાવ્યા પગરે, લખનારો દીસે કોઇ ઠગરે. ૧૨
લખી હુંડી ન હોય ખરીરે, જુનાગઢમાં જાઓ પાછા ફરીરે;
જ્યારે વણીકની સાંભળી વાણીરે,નીસાસા મેલ્યા ત્યાં તાણીરે.૧૩
ધોળું મુખ ને ધુણે શીશ, હવે શું થશે જુગદીશરે,
નરસઇએ મારી ભુલથાપરે, લાગ્યાં પુર્વજન્મના પાપરે. ૧૪
દેખિતો દિસે દકાળીઓરે જાતે વેવલો નહી વાણીઓરે,
માળા ઘાલે કોટે ગુંછળેરે, વળી નાચે નં ઘણુ ઉછળેરે. ૧૫
છાપ ભરી ભરી સઉને છાપેરે વળી લીએ તેને પાછું આપેરે,
હાથમાં સમરણી માળારે, આવા કર્મ કરે કંઇ કાળારે. ૧૬

શંક લોક અળે મુકે પાળીરે, નષ્ટ નગર તે ન હોય દયારે,
આપણા મુળમાં રૂપેઆ ગયારે, નાગરને ન હોય દયારે. ૧૭
પછે તીરથવાસી બોલે એકરે, ભાઇ મનમાં આપણો વિવેકરે;
ગાળ મા દીયો ને નવ થાસો નિરાસરે, નરસઇયોદિસેછેસાધરે. ૧૮
એને નારાયણશું પુરણ નેહરે, વિરલો વૈષ્ણવ દીસે છે એહરે;
એણે રાખ્યો પોતાનો ધર્મરે, ભાઇઓ આપણા તે ઉંધા કર્મરે. ૧૯
આપણને ઠાકોરનું થયું દર્શનરે, એ મોટું નરસઇયાનું પુણ્યરે,
હવે લીઓ જુનાગઢની વાટરે, આપણે નિર્ભે હવે રહવાહાટરે. ૨૦
એ હયા તીરથવાસી થઇ નીરાશરે, પ્રભુ જાણે લાજ્યો મારો દાસરે
વહારે ચઢ્યા તે જાદવ ભુપરે, લીધું શામળશાહનું રુપરે. ૨૧

વળણ

રૂપ લીધું શામળશાહ તણું, એવો દીન દયાળરે;
ભટ પ્રેમાનંદ કહે કથા, કેમ વર્ણવું રૂપ શ્રી ગોપાળરે. ૨૨

કડવું ૯ મું-રાગ મારુ

જેને વેદ પુરાણે વખાણીયોરે, મારો વાહાલોજી થયોછે વાણીઓરે;
એના આગમની ગત છે ઉલટીરે, મારો નાથ થયો છે નાણાવટિરે.૧
વહાલો ગોમતીજીના ઘાટમાંરે, મળ્યો તીરથવાસીને વાટમાંરે;
વેશ પુરો આણ્યો મારે વહાલેરે, નાથ ચઉટાની ચાલે ચાલેરે. ૨
છે અવળા આંટાની પાઘડીરે, વાલાજીને કેમ બાંધતા આવડીરે;
દીસે વાણીઓ ભિને વાનરે, એક લેખણ ખોસી છે કાનરે ૩
હસતાં ખાડા પડે બહુ ગાલરે, મોટું કપાળ જાણીએ ઢાળરે,
અધરબિંબ જાણો પરવાળીરે, મોટી આંખ દીસે અણીઆળીરે. ૪

બે કાને કુંડળ ઝળકેરે, નાસીકા તે દીવાની આગરે;
દીસે દાંત રૂડા હસતારે, હીરા તેજ કરે કરતાંરે. ૫
ત્રિકમજી વણીકની તોલેરે, નાથ ઉતાવળું ને બોબડું બોલેરે;
સોનાની સાંકળી ને કઠે દોરોરે, કેડે પાટીવાળો કદોરોરે. ૬
ઝળકે ધનરેખા હથેલીમાં રે, આંગળીએ વીંટી ને વેઢીઆરે;
સાદો એક વાધો પહેર્યોછે હરજીરે એનો સિવનારો કોણદરજીરે.૭
સેલું કેડે બાંધ્યું બેવડું રે, ગુણ કયાંથી શીખ્યા પ્રભુ એવડું રે;
કરે હીંડતાં હાથના લટકારે, સાહી દોરીના કેડે પટકારે. ૮
પટકે લટકે કુમતડાં જયોતરે, કેડે ખોશી પીતળની દોતરે;
ફીઆંકીઆંતે કોતક ભાળીએરે, ઠાલી ગાંઠવાળી બેચારફાળીએરે ૯
એક ઓઢી પછેડી ખાંધેરે, નાથ હુંકાલોને મોટી ફાંદેરે;
વસ્ત્ર પેહેર્યાં તે પાંચે સોજ્ઞ રે, પાયે પહેર્યાં તે સુંદર મોજા. ૧૦
કાંઇ વાગો બીરાજે કેશરી રે બન્યા મોટો પારીખ લખેશરીરે;
મારો નાથજીનીચે ખામણુંરે,ભટ પ્રેમાનંદ જાએ તેનેભામણુંરે ૧૧
સાથે વાણોતર છે સાતરે, ઓધ્ધવને અકરૂર ભ્રાતરે;
હનુમાન વિદુર ગરૂડરે, ભકત સુદામો દીસે દીનરે. ૧૨
પારથના હાથમાં પાન રે, આગળ જયોષ્ઠકાહાર હનુમાનરે;
ચમ્મર સુદામાએ ગ્રહીરે, છે વિદુરના હાથમાં વહીરે. ૧૩
બોલી બોલે પ્રભુ તોતળીરે, ઉધ્ધવને બાંધે કોથળીરે;
એમ આવ્યા શામળા અવિનાશીરે, તે જોઇ રહ્યા તીરથવાસીરે. ૧૪
એતો કોઇ પારેખ દીસે નવો રે, આપણા અર્થ સરસે હવોરે;
કાંઇક ભારે માણસ ભાસેરે, ભલા વાણોતર છે પાસે રે. ૧૫

હીંડે સહુને શીશ નમાવતારે, દીસે પૈસાદાર કોઇ પામતારે,
એતો કારણરૂપ કંઇ મળીયુંરે, એને દર્શન દુઃખડું ટળિયુંરે. ૧૬
હુંડીવાળા એમ વદે વાણીરે, મુચ્યું શામળે અંગે એ ધણીરે,
આધા આવીને પાછા શાણીરે, તેના મનની વારતા જાણીરે. ૧૭
બોલ્યા પોતે તે સારંગપાણીરે, કાંઇક ઓછી લજ્જા આણીરે,
તીરથવાસી બોલ્યા શીરનામીરે જુનેગઢથી આવ્યાછી એ સ્વામીરે
અમે જુનેગઢથી આવ્યારે, નરસઇંયાની હુંડી લાવ્યારે,
જ્યારે સાંભળ્યું નરસૈયાનું નામરે, ત્યારે ધાઈ ભેટ્યા શ્રી શ્યામરે. ૧૯
ભર્યાં આંસુ નેત્ર ભુજેરે, હુંડી લીધી તે ચતુરભુજેરે,
જ્યારે અક્ષર ઓળખ્યા નાથેરે, હુંડી ચાંપી તે હૈડાં સાથેરે. ૨૦
હુંડી વાંચી તે વહેલી વહેલીરે, શ્રીહરીએ તે હુંડી ઉકેલીરે,
શુભ નગર દ્વારામતીરે, જ્યાં વસે છે જાદવપતિરે. ૨૧
પેર કરજો દીનદયાળરે, છો ગૈ બ્રાહ્મણ પ્રતીપાળરે,
સર્વે ઉપમા જોગ શ્યામરે. નાથ નાણાવટીમાં નામરે. ૨૨
પરમારથ કરો તતખેવરે, શેઠ શામળશાહ વાસુદેવરે,
છે જુનાગઢમાં વાસરે, તે તો પ્રભુજી તમારો દાસરે. ૨૩
લખી હુંડી નરસઇંયો સેવક નામરે, હુંડી શીકારજો તમે શ્યામરે
એક ઘડી નો કરશો ઉધારરે, તો જાશે કાર અમારોરે. ૨૪
છે મોટા શેઠનું ધામરે, રાખો વણોતરનો વિશ્રામરે;
લખી હુંડીમાં એંધાણીરે, નાથ આપીને પીજો પાણીરે. ૨૫
ધનના તીરથવાસી ધણીરે, વિનતી થોડામાં છે ઘણીરે,
એવડું લખવું પડયું શાનેરે મસ્તક ધુણાવ્યું શ્રીભગવાનેરે. ૨૬

અમે નરસૈઆના કહેવાણારે, જ્યાં નરસૈયો વેચે ત્યાં વેચાણારે
આવું લખવું નહોતું લેશેરે, રૂપૈયા આપત હું શ'દેશેરે. ૨૭
કહે જાતરણુને અવિનાશરે, રૂપૈયા આવ્યા મુજ પાસરે;
તમે શોધતા ફરો તે શુંયરે ભાઇ શામળદાસ તે હુંયરે. ૨૮
નરસૈયો વાણોતર મુજ જાણોરે,આ નગરમાં રહું છુ હું છાનોરે;
કરૂં વૈષ્ણવજનની સેવારે,મુને ઓળખેછે નરસૈયાના જેવારે; ૨૯
શ'તો બીજી વિધિ છાંડીરે, મેહતાને પુણ્યે કોથળી માંહીરે.
પરિવાર જીવે શામળશાહનોરે, તે તો આશરો નરસૈયાનોરે ૩૦
છોડી કોથળી કરુણા કરીરે, કાઢ્યા રૂપૈયા તે મુઠી ભરીરે;
એવા રળ્યાં ચઉટાનાં લોકરે ગણીઆપ્યા રૂપૈયાના થોકરે ૩૧
સો ઉપેર આપ્યા મહારાજરે, તે તો ખરચ ખુટણને કાજરે;
નરસૈયાને વિનતિ કહેજોમારીરે કાગળ લખજો કહેદેવમોરારીરે૩૨

વળણુ

મોરારીએ કાગળ લખ્યો, અંતરમાં છે આનંદરે;
કેવો વિવેક કરે વહાલો, વીપ્ર પ્રેમાનંદરે. ૩૩

કડવું ૭મું–રાગ ધનાશ્રી

લેખણુ લીધી શ્રીલક્ષ્મીવરેરે, મહેતાની શ્રીકૃષ્ણ વિનંતીરે કરે,
કાગળ ભીંજે નેણે આંસુ ઝરેરે, ઓદ્ધવ આવી હાથ હેઠો ધરેરે ૧

ઢાળ

ધરી હાથ આંસુ ગ્રહે હરીના, અમર આંતરીક્ષથી જોયજી,
ભુતલ માંહે ભગત મોટો, નરસઈઆ સમો નહીં કોયજી ૨
સ્વસ્તિ શ્રીજુનાગઢ શુભ સ્થાને મહેતા શ્રી નરસિંહજી

ચિંતા તે નવ કરશો તમો, તે હુંડી શીકારી છે અહીંજી, ૩
નગર દુવારીકાથી લખિતંગ, શામળશાહ વાણોતરજી,
આપણ બંને એક છઇએ, રખે જાણતા અંતરજી. ૪
તમારા વતિ અમો સેવું છું, દુવારામતી પરમ ધામજી;
તમ અર્થે આળસ નહીં કરૂં. અમે કરશું મોટા કામજી. ૫
આંહાં આડત તમારી સિદ્ધ થાશે, જોઉંછું પત્રની વાટજી,
શુભ કામે કાસદ મોકલો, વીશ્વાસે મારૂં હાટજી. ૬
હવે વારૂં છુ જે વીશ્વાસ મુકો, વળી રખે મુકો તાળજી,
ચપત્ર ધન પદ સદા મારે,જે જાણે નરસૈયાના શેઠ ઓઢીસાલજી ૭
તમને લોક ઠગવા આવશે, જાચકો તે શું શુંયજી,
ના ન કહેશો કશી વાતની, આપનારો છું હુંયજી ૮
તીરથવાસીને પત્ર આપી, ભકતવત્સલ ભગવાનજી,
જાત્રાળુ ત્યાં વીસ્મય પામ્યા, હરી હવા તે અંતર ધ્યાનજી. ૯
તીરથવાસી કર ઘસે ને બેઠા ધુણાવે શીશજી
આપણે તે રૂપૈયા દીઠા, ઓળખ્યા નવ જુગદીશજી ૧૦
નરસઇઆનો શેઠ વહેવારીયો, તેણે આપ્યા રૂપૈયા રોકજી,
શામળશાહને આ નગરમાં, શું જાણે તે ઘેલા લોકજી. ૧૧
એક માસ દ્વારકામાં રહે, તેના કારજ પૂરાં થાયેજી,
તીરથવાસી આવ્યા ફરી, જુનાગઢની માંયજી. ૧૨
નરસઇઆને ચરણે લાગ્યા, ને કહે સાચો તારો શેઠજી,
વાણોતર તે તું ખરો ભાઇ, બીજા તે દૈવની વેઠજી. ૧૩
સફળ કારજ સિદ્ધ પામ્યાં અમારાં, કહો કંઇ સમાચારજી,

મહેતાજીએ પત્ર વાંચ્યું, જે લખ્યું દેવ મોરારજી. ૧૪
મહેતાજી આનંદ પામ્યા, નાગરા થયા ત્યાં નિરાશજી.
હુંડી શીકારી શામળે, સૌ આશ્ચર્ય પામ્યો સાથજી. ૧૫
જે સુણે ભણેને અનુભવે, તેને કૃપા કરે શ્રી ગોવિંદજી,
હુંડી ભણતાં હરિ મળે, કહે ભટ પ્રેમાનંદજી. ૧૬
સંવત સત્તરસેં તેત્રીસના વરસે ઉત્તમ માસ વૈશાખજી.
વદ પ્રતિપદાએ પદબંધ કીધો, અંતર આણી અભિલાખજી. ૧૭
નોતમ નગર ગુજરાત મધ્યે, વડોદરૂ વીરક્ષેત્રજી,
તેમાં કવી મોટા ઉપજ્યા, જેને કૃપા કમળ નેત્રજી. ૧૮
દંક વીપ્ર ચતુર્વંશી, કૃષ્ણ સુત પ્રેમાનંદજી,
હરીપ્રસાદે હુંડી હવી, સંબંધ એક પદ બંધજી. ૧૯
હરી કૃપાએ હુંડી કીધી, પાતીક દૂર પળાયજી,
શ્રોતાજન શ્રીકૃષ્ણ કહો. જે વૈકુંઠ પ્રસ થાયજી. ૨૦

